॥ૐ શ્રી સત્ કૈવલ પરમાત્માયે નમઃ॥ ॥ૐ શ્રી પરમ ગુરુભ્યો નમઃ॥ ॥શ્રી નરવેદસાગર સત્ય છે॥

**જ્ઞાનસંપ્રદાય – કાયમપંથ**





## પરમગુરુ ભગવાન શ્રીમંત કરુણાસાગર મહારાજ

***

# પંચમ સૂક્ષ્મવેદનું નિરુપણ

## વિ. સંવત.. ૧૯૭૪

## વૈશાખ , શુક્લ પક્ષ ૧૧ ને મંગળવાર ,

પરમ પૂજ્ય શ્રી બાલકૃષ્ણ ગુરુ શ્રી નરવેદ સાગર રચિત

# મંગલાચરણ

**જય ગુરૂ પરમ કૃપાનિધિ , જગ ત્રાતા હરિરૂપ;**
**અતિ આતુરતા ઉદ્‌ભવી , લેવા જ્ઞાન અનુપ.**
**પૂર્વ યોગ સંસ્કારથી , ભેટયા શ્રીમંત કુવેર;**
**તે સંસ્કારે પ્રાપ્ત થઈ , ગુરૂ નારાયણ મેહેર.**
**ગુરૂ નારાયણ શરણથી , પામ્યો પરમ વિવેક;**
**વળી સંતના વૃંદમાં , વિત્યા દીન વિષેક.**
**સંત ગુરૂ સહવાસથી , સુણ્યો નુતન વેદ;**
**થઈ સ્ફુરણા તે જાણવા , સુક્ષ્મ વેદનો ભેદ.**
**વેદ પંચમ નામથી , સુણતા સંશય થાય;**
**પુછે એનો પ્રશ્ન તો , ઉત્તર શો અપાય.**
**સ્ફુરણારૂપી વેદીયો , મળ્યો પ્રતિવાદી આજ;**
**માટે ઉત્તર આપવા , રહો હૃદયે પરમગુરુરાજ.**
**તંત્રી ચલવે તંત્રને , વાજંત્રી જેમ વાદ્ય;**
**તેમ દ્રષ્ટા આ દેહથી , ખોલો અનુભવ મહાદ્ય.**
**સકલ તત્વના સારમાં , ઉર્ધ્વ ગતિ અનુપ;**
**ગહન ગતિ ગુહ્યાર્થ છે , અદ્‌ભૂત વેદ સ્વરૂપ.**
**મુજ મતલબ પૂર્ણ કરો , નર વેદ સિંધુ આપ;**
**નીજ હૃદયે વાસો વસી , વદો વેદનું માપ.**
**બાલકૃષ્ણની બુદ્ધિમાં , પ્રેરો સત્ય કુવેર;**
**કહો યથાર્થ ન્યાય જે , પંચમ વેદ સુમેર.**

## અનુક્રમણીકા

ૐકાર જેહી પ્રણવ સજીવ જપ, અચર ચરાચર તનમે,
જંગમમે જાહેર દરશીતકે, ગુપ્ત રહત તરુ વનમેં. ૩



આદ્ય પુરુષ અહંકાર સજીવન, સમર શકત ૐકારુ,
તિનકે અંશ રેફ બિદું શિર, જેહી રકાર મકારુ. ૧૪

ઓરુ રકાર મકાર અંકમે, તો નહિં અંશ કહાઈ,
ૐકાર પ્રણવ કે શિર પર, રેફ બિદું બન તાઈ. ૧૫

- વિશ્વભ્રમ વિધ્વંસ નિધિ ગ્રંથ, અંગ-૨૭

## બ્રહ્મા અને તેમના વ્દારા વદેલા ચાર વેદ



ઋગવેદ (પૂર્વ મુખ)



યર્જુવેદ (દક્ષિણ મુખ)



અથર્વવેદ (ઉત્તર મુખ)



સામવેદ (પશ્ચિમ મુખ)






ज्ञानसंप्रदाय
अंशवृती
कायमपंथ
विकाशतत्व
अविकाशतत्व
कुम्भकतत्व
प्रकाशब्रह्मवृती
कालचक्षतत्व
अनंगचक्षतत्व
वर्गज्ञानचक्षतत्व
संजमभोगवृती
सजीवनवृती
कैवल
क्रियावृती
इच्छावृती
धीमंत परमगुरु भगवान श्री करुणासागर महाराज
पंचमात्रा
पंचभूत
निरंजन
पंचअवस्था
पंचअत:करण
गंध
रस
रूप
स्पर्श
शब्द
पृथ्वी
जल
अग्नि
पवन
आकाश
सत्वगुण
अव्याकृत
महातत्त्व
आनंदतत्त्व
प्रकृतितत्त्व
दशभावना
दशआकांक्षा
रजोगुण
तमोगुण
पंचव्यवस्था
पंचसंभशकरण
दशकाल
प्रागजी
मो.9376160617
पंचमश्वसमवेद वृक्ष
प्रकरण ५ से ८

# ૮૪ તત્વોનો અને પંચદેહના તત્વોનો વિસ્તાર




અંતર પ્રદેશના અનુભવથી
શ્વસમ વેદ ઉત્પતી
અલ્પજ્ઞ હંગ સો પર એકતા અંશ
જ્યોતમા સ્થિત
અંશ્વ્રુતીનો ભાસ
વિશુધ્ધ ૐકાર
તમો
સોહમનો ભાસ આજ્ઞા પર પડતા -ઓમકાર
શુધ્ધ ૐકાર દેવમા સ્થિત
વૈખરી ઋગ્વેદ અક્ષરોવિખેરાણા
યજુર્વેદ ચિત્ત અંતઃકરણથી સમજાયું
સત્વ
સામવેદ ઉચ્ચાર કરવો
મન અંતઃકરણ સંકલ્પ
વૈરાટ બ્રહ્માંડના સમસ્ત તત્વોના અર્થ
અથર્વવેદ
ઓહંગાકાર
રજો
અકાર ધ્વની
પરા અશુધ્ધ ૐકાર ના અંગનું નિર્ગુણ રૂપ
માનવમા સ્થિત
નાભિ-વેદનું અંકુર પ્રણવરૂપી બીજક
તારકમંત્રનુ નિરુપણ- પ.પૂ.બાલકૃષ્ણજી મહારાજ



જય સતકૈવલ સાહેબ
સર્વજ્ઞ મહાદ સજાણજાણ કર્તા નિજ હંગ
સ્વરૂપ પરમગુરુ ભગવાન કરૂણાસાગર
જ્ઞાન સંપ્રદાય
કાયમપંથ
નિજ સજાણજાણ અંશ
બ્રહ્મરંધ્ર-બ્રહ્માંડ
પ્રકાશબ્રહ્મવૃતી
યક્ષસત્વ
સોહંમ પ્રણવ
ઓહંમ પ્રણવ
અવ્યાક્ત નિરંજન જ્યોત
રંકાર પ્રણવ
બિંદુ પ્રકાશ
૧૦ અનહદ નાદ
સામાન્ય ભાસ
ન્હે:અક્ષર અંશવૃતી
નિહંગ પ્રણવ
અહંગ યુક્ત હંગ સાક્ષી
ઉન્મની-નચિત અંત:કરણ
સોહંગ
પરમકારણદેહ
રહેતઘર
સારશબ્દ ઓહંગ
પ્રણવ
નુરતા
વિશેષભાસ
સુરતા
વિશેષ જાગ્રત મન અંત:કરણ
પિંડ
અવ્યાક્ત શક્તિ
તમોગુણ-મકારમાત્રા
સત્વગુણ-ઉકારમાત્રા
રજોગુણ-અકારમાત્રા
૧૦ વિકારી પ્રાણાયમ
૩ મહાતત્વ
યક્ષતત્વ
પંચભુત પ્રાણાયમ
ત્રણ નાડી
રેચક-પુરક-કુંભક
અવસ્થા લક્ષણા
*પિંડ-બ્રહ્માંડની સંધી
*સામાન્ય -વિશેષ ભાસ
*હંગે હંગની એકતા
*નેન નાશિકા એકતા
પંચમ સુક્ષ્મવેદ
પ્રાગજીભાઇ: ૯૩૭૬૧૯૦૬૧૭


જય સતકૈવલ સાહેબ
જમણુ
ડાબુ
નિરંજન જ્યોત
બ્રહ્મરંદ્ર
સોહંગ પ્રણવ
સત્વ-શુન્ય માત્રા
અવ્યાક્ત શક્તિ
ભ્રકુતી
ઓહંગ-ઓમ્કાર પ્રણવ
રજોગુણ-અકારમાત્રા
તમોગુણ-મકારમાત્રા
સત્વગુણ-ઉકારમાત્રા
સુર્યનાડી
પુરુષલિંગ
ગરમ
મુકાતો પ્રાણ
નિરંજન
વિકાશ મહાતત્વ
કાળચક્ષતત્વ
પિંગળા
ઇંગળા
ચંદ્રનાડી
સ્ત્રીલિંગ
શિતળ
લેવાતો પ્રાણ
અવ્યાક્ત
અવિકાસ મહાતત્વ
વર્ગગ્નાન ચક્ષતત્વ
જ્ઞાનસંપ્રદાય
સુષુક્ષ્ણા
શમદમ
કુંભસ્થ
અનંગ
કાયમપંથ
sp

# 1) ચારવેદનું યથાર્થ જ્ઞાન

એક વખતે માર્ગે ચાલતાં અચાનક ,**સ્ફુરણારૂપી** વેદશાસ્ત્રી વેદીયાભાઇની સોબત સંગ થયો , એટલે વિદ્વાન્ પુરુષોના સમાગમનો લાભ લેવાને બાળકૃષ્ણ મહારાજે કહ્યું:

(સાખી)

**ભલે ભેટયા ભાઈ વેદીયા; કરો વેદની વાત ,**
**પંથ કપાયે પ્રશ્નથી; ભાંગે મનની ભ્રાન્ત. – ૧**

**અર્થ**

હે વેદાંતીભાઈ ! આજે આપની સોબત થઈ; આથી મારૂં મન ઘણું જ પ્રફુલ્લિત થયું છે. હવે આપ વેદ વિષેની કંઈક વાત ચલાવો કે જેથી કરી , આપણને માર્ગે ચાલવું ફાવે અને પંથ કપાય તેમજ જ્ઞાન ગોષ્ટીથી દરેકનાં મનની શંકાઓ દુર થાય.

સાખી

**વિદ્યાને વેદીઓ નમી; પૂછે વૈદિક પ્રશ્ન ,**
**શ્રીમંત કુબેર ગુરુને સ્તવી; દે ઉત્તર બાળકૃષ્ણ. .. ૨**

ત્યારે ચતુર્વેદી વેદાંતી વેદીયાભાઇએ પ્રથમ વિદ્યાને નમસ્કાર કરીને પ્રશ્ન કર્યો કે , હે સુક્ષ્મ વેદની વાતો કરનાર બાલકૃષ્ણ સેવકરામ તમે જયારે વેદ વિષેની વાતનું વિવેચન વર્ણવવાનું સૂચવો છો , ત્યારે આપને પ્રશ્ન કરૂં છું કે :

સાખી:

**ચાર વેદ સૌ કોઇ કહે; પંચમ કહે ન કોઈ ,**
**સુક્ષ્મ પંચમ વેદોનું , કહો યથાર્થ સોઈ. .. 3**

તમે જે પાંચમો વેદ શ્વસમવેદ અથવા સૂક્ષ્મ વેદ કહો છો , તો એ વેદનું નામ , તથા પં પાંચમો વેદ છે , એ બધું તમારું બોલલું ઘણું જ આશ્ચર્યકારક લાગે છે. કારણ કે , આજ દિન સુધી તો પંચમો વેદ છે , એવું ધતિંગ સ્વપ્ને પણ અમે

જાણ્યું નથી; શ્વસમ વેદ તમે શાને કહો છો? અને એ વેદ કેવી રીતે છે? એ સબંધી સવિસ્તાર સત્ય હકીકત જણાવવા કૃપા કરશો!

આ શબ્દો સાંભળીને બાળકૃષ્ણ પોતાના પરમગુરુ શ્રીમંત કુબેરસ્વામી ભગવાન કરુણાસાગરનું સ્તવન સ્તુતિ કરીને બોલ્યા કે, વેદાંતીભાઈ

**પ્રશ્ન: બાળકૃષ્ણ કહ્યુ કે: તમો વેદ ભણ્યા છો કે ?**

ઉત્તર .. વેદાંતી **કહ્યુ કે**: હા , હું વેદમાં ઘનપાઠી ગણાઉં છું.

**પ્રશ્ન: તમે વેદના અર્થ કરી શકો ખરા કે?**

ઉત્તર ..વેદાંતી : ના , હું વેદના જટા , પદ , ઘન , અન્વય વગેરે જાણુ ખરો; પણ મને યથાર્થ વ્યાકરણનું જ્ઞાન નથી; માત્ર વેદ ભણી જાણું છું ને સહેજ સાજ ભાવાર્થ સમજું છું.

સાખી

**કરે આશ્ચર્ય પંચમો; પણ શંકા જે ચાર ,**
**તો ઉત્પત્તિ કહો ચારની; જાણીતા જગ ઝાર . .. ૪**

**પ્રશ્ન: બાળકૃષ્ણ :**

વેદાંતીભાઈ , તમને પંચમવેદનું આશ્ચર્ય લાગે છે , પણ ચાર વેદની તો , તમારી તથા આખા જગતને માહિતી છે જ ને? તો મહેરબાની કરીને શાન્ત વૃત્તિથી કહો કે , **ચાર વેદ એટલે શું ?** અને તે ચાર **વેદના રૂપ** કેવી રીતનાં છે? તે યથાયોગ્ય જણાવવા તસ્દી લેશો . આ ચાર વેદનું યથાર્થ અમને કહેશો; એટલે ચાર વેદનો સિદ્ધાન્ત સમજાશે; અને તે ઉપરાંત પાંચમાં વેદનું સ્વરૂપ તથા જ્ઞાન શું છે. તેનું વર્ણન કરવું અમને ફાવશે અને તમેને સમજ પણ પડશે.

સાખી

**પશ્ચાત પંચમ વેદની; કરીશ યથાર્થ વાત ,**
**નામ રૂપ ફલ પ્રાસની; સમજાશે સાક્ષાત. ..૫**

યોગ્ય રીતે પછીથી પંચમ વેદની વાત કરીશું . તેમાં એ પંચમ વેદનું નામ કેવી રીતે છે , તેનું સ્વરૂપ કેવું છે , અને તે કયા ફલની પ્રાપ્તિ કરનાર છે. આ સર્વ બાબતો તમને સ્પષ્ટ રીતે સમજાય તેવી રીતે અમો વર્ણવીશું. વળી એ વેદાંતી:

સાખી

**ચતુર સમો નહિ પંચમો; ઉર્ધ્વ ગતિનો એહ ,**
**અનુક્રમે ઓળખાય છે; માટે જરૂર કહો તેહ. ..૬**

અર્થ:..આ પંચમ વેદ ચતુર્વેદના જેવો નથી. ને વળી **અધો..અર્ધ**ની ઉપરાંત **ઉર્ધ્વ** ગતિનો છે , પણ તે પ્રથમ વેદની એટલે ઋગ્વેદની આદ્યે અનુક્રમે ચતુર્વેદનું વર્ણન થયા પછી પાંચમાં વેદનું વર્ણન કરી શકાય. આ મુજબ એનું સ્વરૂપ છે. માટે પ્રથમથી ઋગ્વેદના અનુક્રમે કહી સંભળાવવાની અવશ્ય જરૂર છે. તેથી કરી પ્રથમ તમે તે કહો , કારણ કે એ વેદ વિષે કેટલોક ફરક સમજનો છે. ને કેટલોક ફરક સિધ્ધાંતનો છે. માટે ચતુર્વેદના સ્વરૂપનું કહેવાથી , આગળ વિવેચન કરવું અમને ફાવશે માટે ચતુર્વેદનો ખુલાસો એવી રીતે કરો કે ..

સાખી

**વેદ તણો વિનય કહો; કોણ અંકુરે ઉપજેલ ,**
**કોણ વસ્તુની વસ્તુત; તે ચતુર નામ ધરેલ. – ૭**

અર્થ:.. **ચતુરવેદ કયા અંકુરમાંથી , તથા કઈ વસ્તુમાંથી , કેવા વસ્તુ રૂપમાંથી ઉત્પન્ન થયા ? કે જેનાં ચાર નામ ધારણ થયાં.**

જેમ કુંભાર પાત્રો ઘડે ત્યારે માટીકામમાંથી ઘાટ રચના ઉપજાવે છે. તેમ પ્રજાપતિ બ્રહ્માએ, વેદ કઈ વસ્તુના, કેવી રચનાથી ઘડયા તે કહો ?

**ઉત્તર** : અમને તો તેની ખબર નથી , પણ એટલું જાણવામાં આવ્યું છે કે, **વેદ તો પુસ્તકરૂપે છે** અને એ હાથથી તથા કંઠથી સ્વરની સંજ્ઞાએ મુખ વડે

બોલાય છે. વળી ચતુર્વેદ છે , તે પ્રથમમાં બનેલા આખા બ્રહ્માંડની સવિસ્તાર હકીકતવાળું દફતર છે. અને તેમાં એટલા સુધી જણાવેલું છે કે , ચતુર્વેદને જેણે યથાર્થ જોયા, તેને આ બ્રહ્માંડની સર્વ ઉત્પત્તિ થયેલાની સર્વ વીધી સમજવામાં આવે , વળી ભૂતકાળથી ભવિષ્યકાળ પર્યંતનું જાણવા જેવું જે જયોતિષ તથા પ્રકૃતિ..પુરૂષ અને જે બ્રહ્મનું વર્ણન કરેલું ત્યાંસુધીનું, ચતુર્વેદના પુસ્તકમાં અનુક્રમે આવી ગયેલું છે. અને એ પુસ્તકના આધારે અમે વેદ ભણી અને વેદીઓ કહેવાઈએ છીએ , માટે અમે તો પુસ્તકને જ ચતુર્વેદ જાણીએ છીએ.

કારણ કે જેમાંથી ચોરાસી લાખની ગણના સાથે , સર્વનું જતમત પણાનું , છ ઋતુના નિયમ સાથે બતાવેલું તે તથા , વેદિક શાસ્ત્રનું તથા , રસાયનશાસ્ત્રની , તથા પંચીકરણની ઉત્પન્ન , સ્થિતિ અને લય થતા સુધીની વાત , તથા યાંત્રિક, તાંત્રિક અને મંત્રશાસ્ર , વળી અનુષ્ઠાનાદીક દક્ષિણ માર્ગ અને વામમાર્ગી કર્મકાંડ , ઉપાસનાકાંડ સહિત , ચૌદ વિધાની તથા અષ્ટાંગ યોગાદી , અષ્ટ સિધ્ધી તથા સપ્ત ભૂમિકા અને ખટ સંપત્તિ , વળી પંચમુદ્રાનું સાધન , ફળ અને વિધિ સહિત ક્રિયા અને , ક્રિયાના કર્તવ્ય સાથે સર્વે વાતો ચારે વેદમાં આવી જાય છે. વળી એટલું જ નહિ પણ ચતુર્વેદના ઉપનિષદમાં જ્ઞાનકાંડ છે , તેમાં બ્રહ્મથી પરબ્રહ્મ પરમાત્માનું પણ કહેલું છે. માટે ચતુર્વેદને જાણ્યા એટલે સર્વ વિધિ સમજાય જાય પછી બાકીનું અવશેષ કંઈ પણ રહેતું નથી, માટે ચતુર્વેદ તો પુસ્તકરૂપે છે. એવું વ્યાકરણ શાસ્રીઓ દ્વારા એ વેદની સમૃધ્ધિને હું જાણું છું. આવી રીતે તમારા પ્રશ્નનો ઉત્તર અમે કહ્યો.

**પ્રશ્ન**: વેદીયાભાઈ , આપે જે વેદનું વિવેચન કર્યું , એ તો વેદમાં જાણવા જેવું શું છે તે વિષેનું કહ્યું , પણ મુખ્ય પ્રશ્નનો ઉત્તર તો હજી બાકી જ રહ્યો છે. કારણ કે ઉપલા પ્રશ્નની સાખીમાં કહ્યુ છે કે

**"કોણ અંકુરે ઉપજેલ" એટલે ચતુર્વેદને ઉત્પતી થવાનું અંકુર કયું ? અને તે અંકુર તથા અંકુરથી ઉત્પન્ન થયેલા વેદ તે કઈ વસ્તુમય છે ? તે કહો.**
**ઉત્તર:** જ્યારે વેદ પુસ્તકરૂપે ના કહો ત્યારે વેદ વાણીરૂપે હશે.

**પ્રશ્ન:** પરા , પશ્યંત્તિ , મધ્યમા અને વૈખરી એ ચાર વાણી છે. એ તો વેદની વાણી કહેવાય છે , માટે એકલી વાણીમાં વેદનો સમાસ થઈ શકે નહિ. વાણી તો વેદની કહેવાય છે. માટે વાણીનો ઉદય કર્તા વેદ છે. માટે વેદને સમજવાનું તો હજી બાકી છે તે કહો.
**ઉત્તર:** તમો જ્યારે વાણીને વેદ ના કહેતા હોય તો, વાણીથી પ્રથમ બાવન અક્ષરો નજરે પડે છે. અને આ અક્ષરોના સંયોગે વાણી રહેલી જણાય છે. તે એવી રીતે કે વાણીમાં અક્ષર અને અક્ષરમાં વાણી. એ બેન્નેનો અરસપરસ ઉદય અને યોગ મળેલો હોય છે. માટે અક્ષરરૂપે વેદ છે. અને ચાર વાણીરૂપી ચતુર્વેદની ગણના હશે. એ પ્રમાણે તમારા સમાગમના પ્રસંગે કરી મને તો હવે સમજાયું.

**પ્રશ્ન:** હે વેદશાસ્રીભાઈ ? આપ તો ઘણા જ બુધ્દ્મિાન પુરૂષ છો. તેમ આપનામાં સત્વગુણ પ્રકૃતિ ઘણી જ સંપાદન થયેલી છે. ત્યારે શાન્તિથી ગુહ્ય વિચાર શક્તિ દોડાવી શકો છો , પણ હવે કહેવાનું કે ચાર પ્રકારની વાણીનો ઉચ્ચાર કેવી રીતે થાય , તે તમે જાણો છો ?
**ઉત્તર:** ના ભાઈ , તેની મને ખબર નથી.

# 2) અકાર ધ્વનિથી ચાર વાણીનો ઉદભવ

**પ્રશ્ન:**હવે જેવી રીતે અક્ષરને વાણીનો યોગ મળેલો છે , તેવી રીતે પ્રણવ ધ્વનિથી ચલિત થયેલો શ્વાસોચ્છવાસ હરદમ **અધો અર્ધ**માં વહન કરે છે ,

અને એ શ્વાસથી અક્ષરોની ઉત્પત્તિ થાય છે , અને વાણી પણ એ રીતે ગુહ્ય કારણરૂપે છે.

- એવી રીતે કે **મનની સાક્ષી**એ અમુક અક્ષરોનો ઉદ્દ્ભવ **નાભિ**થી થાય છે. દરેક અક્ષરોનો ઉદ્દ્ભવ થતાં પહેલાં **અકાર અક્ષર ધ્વની** ઉઠે છે. અકાર ધ્વનિ ઉઠયો એટલે, તેને **પરાવાણી** કહેવામાં આવે છે.
- હવે પરાવાણી અને અકાર ધ્વનિ , એ બન્ને **ૐ(ઑમ) કારના અંગનું નિર્ગુંણ રૂપ** જાણવું;
- અને એ આગળ ચાલતાં **હૃદયસ્થાને** અકાર ધ્વનિ આવ્યો; એટલે **નિર્ગુંણનું સગુણમય અક્ષરનું રૂપ બંધાયું** , કેવી રીતે કે જેમ વિર્ય બિન્દુથી શરીરનો ઘાટ બનતાં પ્રથમ મસ્તકનો આકાર તૈયાર થાય છે , તેવી રીતે હૃદયસ્થાને અક્ષરનું રૂપ બંધાય છે. તે વખતે **પશ્યંતિ** વાણીના **યોગ મિશ્ર અક્ષરનું રૂપ** હોય છે.
- એવી રીતે થઈને આગળ ચાલતા **કંઠસ્થાને** અમુક **અક્ષરો ઘાટમય** થાય છે , પણ કંઠે રહેલી **મધ્યમા** વાણીની યુક્તિ એવી છે કે , **મન તથા શ્વાસથી** કંઠસ્થાને અક્ષરો સમગ્ર એકઠા થઈ રહે છે , પણ તે **માત્રા રહિત** હોય છે.
- પછી આગળ **મુખે** આવતાં સર્વે **અક્ષરો છુટા** પડે છે. આ પ્રમાણે અક્ષરો ઉત્પન થઈને છુટા પડયા; એટલે તેને **વૈખરી** વાણી કહેવાય છે.

  માટે મન તથા શ્વાસ સહિત અક્ષર રહીત વાણી **ચતુર્વેદનું રૂપ કહેવાય** છે , અને એ **અધો અર્ધ**ના એટલે **નાભીથી તે મુખ** દ્વાર સુધીના ઉલટ સુલટ શ્વાસથી ચતુરવેદનો ઉદય થયો છે. તે જ પ્રમાણે ચતુર્વેદનો વેપાર વ્યવહાર વ્યક્ત પણ થઈ શકે છે.

  તે **વૈરાટ બ્રહ્માંડ**ના અમુક પદાર્થને એટલે **ત્રણ ગુણ**થી તે **ચોથા નિર્ગુંણ બ્રહ્મ**થી બનેલા પદાર્થને અર્થાવવા માટે (છિન્ન કરવા માટે) ,

બ્રહ્માને રજોગુણના ધર્મને લીધે સંકલ્પ થયો ત્યારે ,પોતાના સ્વમુખે ચતુર્વેદ ઉત્પન થયા છે.

**વેદ એટલે જાણવું અને જે જાણ્યું તેને વદવું એનું નામ વેદ છે.**

અર્થાત બ્રહ્માએ ત્રણ ગુણની તથા ચતુર્થ નિર્ગુણ પર્યંતની જાણીને પોતે વદીયા (કહેલા) માટે વેદ કહેવાયા. તે એવી રીતે કે **બ્રહ્માને ચાર મુખ સંજ્ઞા** આપી છે. તેવી રીતે આપણને પણ ચતુર દ્વારથી વેદનો વેપાર થઇ શકે છે. તે નીચે મુજબ પ્રત્યક્ષ પ્રમાણ છે.

# 3) ચતુર વેદનો ઉદ્‌ભવ નામ વિષે

સાખી

**નારાયણનો નાભીમાં; પ્રણવ વેદ અંકુર ,**
**મુખ નાશા દ્રગ શ્રોત એ , વિધિવત્ વ્યક્ત ચતુર. ..૮**
**ચતુર વેદ ,વાણી ચતુર; ચતુર દ્વારને સ્થાન ,**
**ત્રિગુણ નિર્ગુણ ચતુર એ; વેદ વ્યક્તિ ને જ્ઞાન. ..૯**

અર્થ : નારાયણની નાભિમાંથી વેદનું અંકુર પ્રણવ રૂપી બીજકમાંથી ઉદય થયેલું છે. તે જેમ બ્રહ્માના ચતુરમુખની સંજ્ઞાઓએ ચતુર વેદનો વેપાર થયેલો છે , તેવી રીતે આપણા **મુખે , નાશાએ , નેત્રે અને કર્ણોએ ચતુર દ્વારે ચતુર વેદનો વેપાર** થવા જાય છે. તે **નાભી , હૃદય , કંઠે અને મુખે** એ ચાર સ્થાનકની, ચાર વાણી વડે ,ચતુર્વેદ ચાર દ્વારે, નિર્ગુણ સહીત ત્રિગુણી વ્યક્તિમાં ચતુર્વેદની ચતુરાઈ જ્ઞાનથી શોભી રહેલી છે.

**પ્રશ્ન:તમો જયારે આ પ્રમાણે ચતુર્વેદની ઉત્પત્તિ કહો છો ત્યારે તો પ્રથમ ઋગ્વેદ એકલો જ કહેવાયો ને પછી વેદ ત્રણ કહેવાયા તેનું કેમ હશે ?**

**ઉત્તર:** જે કોઈ વેદ વ્યાસનાં કરેલાં પુસ્તકને વેદ માને છે તેનો તો ઉત્તર એ જ છે કે પ્રથમના ઋગ્વેદ ઉપરથી બાકીના વેદોમાં રહસ્યનું સ્પષ્ટીકરણ કરેલું એ જ ઉત્તર છે. એટલે પ્રથમ ઋગ્વેદ એકલો ને બાકીના પછીથી કહેવાયા ને **અંતર પ્રદેશના અનુભવથી વેદોત્પત્તિ**નો ઉત્તર પૂછતા હો તો તેનનો ઉત્તર એવો છે કે

- વેદની ઉત્પત્તિ થવા માટે અક્ષરોનો ઉચ્ચાર થતા પહેલા , નાભીની વિષે નારાયણની સત્તામાં ગુપ્ત રહેલો ૐ(ઑમ) કાર છે તે **પરાવાણીનો અથર્વવેદ** ,એટલે વૈરાટ બ્રહ્માંડના **સમસ્ત તત્વોની અર્થ**થી તે ઇતિ પર્યંતનો વિવિધ પ્રકારે **નામ , રૂપ , ગુણ , લક્ષણ**ની આધે પંચીકરણના તત્વોનો યોગ મળ્યાની , તથા પંચીકરણનો ભાગ ત્યાગ કરવાનો અને દરેકની શક્તિ સહિત કારણ , કાર્યનું વિનય વિવેક અને વ્યક્ત કરવા **મન અંતઃકરણ** સંકલ્પ દ્રઢાવીને અકારધ્વનિ ઉદ્ભવ્યો તેને અથર્વવેદ કહેવામાં આવે છે.
- અકારધ્વનિ હ્રદયસ્થાને આવીને **અક્ષરનું રૂપ બંધાયું**; તે સમયે જે **તત્ત્વનો વિનય વેપાર વ્યક્ત જણાવવા ઉચ્ચાર કરવો** છે , તે વસ્તુ પર **બુધ્ધિ અંતઃકરણ**થી વિવેક કરી એકાગ્રતા થાય છે , તેને **પશ્યંત્તિ વાણીનો સામવેદ** કહેવાય છે.
- એ પ્રમાણે કંઠાગ્રે આવતાં જે વસ્તુનો વિનય કરવો છે , તેનું રૂપ , ગુણ , લક્ષણ વગેરે **ચિત્ત અંતઃકરણથી સમજાયું**; ત્યારે મધ્યમાં વાણીનો **યજુર્વેદ** જાણવો ;
- અને છેવટે વિનય કરવા જેવી વસ્તુનો **અહંકાર અંતઃકરણ**થી **વિનય કરી ઉચ્ચાર કરવો**;એટલે **અક્ષરો છુટા પડે**; તેને વૈખરી વાણીનો **ઋગ્વેદ** જાણવો.

# 4) ચારે વેદનુ સ્થાન

એ પ્રમાણે ચતુર વાણી યુક્ત ચારે વેદની ઉત્પત્તિ , ચતુર સ્થળે ,ચતુર અંતઃકરણથી થાય છે તે કહી , તે વળી કેવી રીતે છે , તે વિષે

સાખી

**પરા અક્ષર નાભી સ્થળે; પશ્યંતિ હ્રદ સામ ,**
**યજુર મધ્યમા કંઠની; મુખ વૈખરી ઋગ્ નામ... ૧૦**

ઉપર પ્રમાણે ચતુર્વેદને ઉત્પન્ન થતાં ચાર પ્રકારની રિધ્ધિ સમગ્ર એકઠી થાય છે.

# 5) ચતુર વેદની રિધ્ધિ

**પ્રશ્ન: તે ચાર પ્રકારની રિધ્ધિ કઈ કઈ તે કહો જો? .**

સાખી

**મન વાણી શ્વાસાક્ષર; એ ચતુર વેદની રિધ્ધ ,**
**પ્રવણ કલ્પ વિસ્તારતુ ; સાક્ષી વડે પ્રસિધ્ધ . ..૧૧**

એ ચાર પ્રકારની રિધ્ધિ આત્મા અંશ સાક્ષીની સત્તામાં રહેલી છે. તેમની સત્તામાં રહે ત્યારે મનના ચતુર વિભાગ તે અંતકરણથી વેદોત્પત્તિ થાય છે. અને ગમે તે વાણીના અધિકારમાં વાપરીને પ્રવણકલ્પનો વિસ્તાર કર્યા કરે છે પણ સર્વ સ્મૃધિ અંશ સાક્ષીથી સચેત રહે છે.

**પ્રશ્ન:ચાર વાણીનો વેપાર સર્વ લોકમાં સામાન્ય હશે ? કે દરેકના અધિકાર પ્રમાણે હશે ?**

**ઉત્તર:** વેદીયાભાઈ ! વાણીનો વેપાર સઘળે સરખો નહિ પણ ફરક છે. મુખ્ય વાણી તે મુખ્ય સ્થાનકના લોકમાં વપરાય છે.

# 6) ચતુરવેદનો લોક વેપાર

## સાખી

**પરા બ્રહ્મ જયોતિ વદેક , પશ્યન્તિ ગુણ શક્ત ,**
**મધ્યમા દેવ સમસ્તમાં; મનુષ્ય વૈખરી યુક્ત. .. ૧૨**

આ પ્રમાણે મુખ્યવાણીનો વેપાર મુખ્યસ્થાનના લોકમાં થાય છે તે જાણવું.

**પ્રશ્ન:**તમોએ જે વેદની ઉત્પત્તિ જણાવી તેમાં તમે તો **પ્રથમ અથર્વવેદ** ઉત્પન્ન થયેલો કહો છો અને **ઋગ્વેદ** છેવટે ઉત્પન્ન થયેલો કહો છો. પણ પરંપરાના આચાર્યોનું કહેવું કે વેદનું ઉત્પન્ન થવું , તે તમારા કહેવા પ્રમાણે છે જ નહિ, માટે તમારૂ કહેવું ઘણું ઉલટું છે. અને પ્રથમ તો **ઋગ્વેદ** ઉત્પન્ન થયેલો છે , એવું અમને તો સમજાય છે.

**ઉત્તર:** **ઋગ્વેદ** છેવટે ઉત્પન્ન થયેલો છે , એવું અમારૂં કહેવું ઉલટું નથી , પણ તમારૂં સમજવું ઉલટું છે.

**પ્રશ્ન:** અમારું સમજવું કેવી રીતે ઉલટું છે ? સર્વ કોઈ કહે છે તે એ અમો કહીએ છીએ.

**ઉત્તર:** અમોએ જે અથર્વવેદની આદ્યે ચતુરવેદને ઉત્પન્ન થયાનું લક્ષણ તમોને કહી સંભળાવ્યું ખરું પણ, તેની સમજ તો હજુ તમારા લક્ષ ધ્યાનમાં આવી હશે જ નહિ અર્થાત્ તમોને સમજાયું હશે જ નહિ કારણ કે તમારી વૃત્તિ બહિર ભાવનાની છે. માટે એકદમ અન્તર પ્રદેશની હક્કીકતને સમજી શકાય જ નહીં

**પ્રશ્ન:** **ત્યારે કહો જોઈએ આ જગતમાં પ્રસિદ્ધ ઋગ્વેદ પ્રથમ કેવી રીતે ઉત્પન્ન થયેલો કહેવાયો ? અને ત્યાર પછી ત્રણ વેદ કેવી રીતે કહેવાયા ?**

**ઉત્તર:**કે

- જે **ઋગ્વેદ** છે તે વૈખરી વાણી યુક્ત છે. અને એ પ્રથમ કહ્યા પ્રમાણે મુખ વડે ઉચ્ચાર થયા પછી **ઋગ્વેદ** એ નામ ધારણ કર્યું છે માટે, સગુણ તથા નિર્ગુણના તરફથી હકીકતનું વિસ્તાર સહિત વર્ણન કરવા સારૂ પ્રથમ ઉચ્ચાર કરવો તેનું નામ **ઋગ્વેદ** કહે છે.
- અને ઉચ્ચાર થયેલા શબ્દો પર ધ્યાન દઈને અમુક તત્વનું મનન કરવું તે કંઠે રહેલી મધ્યમા વાણીનો યજુર્વેદ સમજવો.તે એવી રીતે કે જેમ જેમ શબ્દોચ્ચારનો સાર મનન વડે સમજાતો જાય અને દરેક તત્વનો વિવેક સમજાય ત્યારે **યજુર્વેદ** સમજવો.
- પછી મનન કરેલા તત્વનો એટલે સગુણ અથવા નિર્ગુણ ઉપાસનામાં પ્રવૃત રહેવા સારૂ દરેક ઉપાસ્યપદનો અધ્યાસ નિરંતર હૃદયકમળમાં રાખી રહી , કરેલા શ્રવણ મનનનો નિદિધ્યાસ રાખવો. અને અમુક ઉપાસ્ય પદમાં લક્ષાકાર થયા પછી ફરી ફરી શ્રવણ કે મનન કરવાની જરૂર રહે નહિ , પણ ઉપાસ્ય પદથી પરોક્ષ દાવે રહે ત્યારે હદયસ્થાનની પશ્યન્તિ વાણીનો **સામવેદ** જાણવો.

આ પ્રમાણે ત્રણ ભાવે શ્રવણ , મનન , અને નિદિધ્યાસમાં જ વિદ્વાન પુરૂષો પરમાત્માનું વર્ણન કરે ખરા પણ, સ્વરૂપથી પરોક્ષ રહીને વેદ ત્રણ નો પોતે વેપાર કરી રહે છે. માટે વેદ ત્રણ જગત પ્રસિધ્ધ પ્રથમ **ઋગ્વેદથી** ગણાય છે.

- આગળની પરાવાણીના અથર્વવેદનો યોગ્ય વેપાર ઘણા ખરા કરી શક્તા નથી. તેમ તેની યુક્તી પણ જાણી શક્તા નથી. કારણ કે એ ક્રિયા ઘણી કઠિન છે. જ્યા સુધી આ જગતમાં વેદ ત્રણનો આડંબર રાખીને વિદ્વાનોએ ત્રણ વેદને આદી અનાદી ગણ્યા છે , અને પછીથી વેદનો સાર ગ્રહણ કરીને કોઈક વિરલ સંત જ્ઞાની પુરૂષો અંતર પ્રદેશના અનુભવી થઈને ઉપરના કહ્યા પ્રમાણે

ત્રણ વેદની ત્રણ વાણીનો વેગ નાભી સ્થળે પ્રણવ સાધન દ્વારાએ પરાવાણીમાં અર્પણ કરે એટલે **અકાર વાણીનો અથર્વ વેદ** કહેવાયો. જે સમયે ત્રણ વેદની ઉપરાંત ઉલટ ક્રીયા પ્રમાણે લક્ષાકાર થયેલી વૃત્તિ તે ૐ(ઑમ) કારના સાધનથી સ્વરૂપાકાર થાય છે. ત્યારે એવા સંયમી પુરૂષોનું કર્તવ્ય અને અંતઃકરણનો વિચાર એવો થાય છે , કે ..

સાખી

**વાક વાદને લોપવા , સંત તણો વિચાર ,**
**પરાને પહોચી શકે; તેવો કરે ઉચ્ચાર. .. ૧૩**

માટે આ પ્રમાણે પ્રથમ **ઋગ્વેદ**ની આધે ત્રણ વેદોથી શ્રવણ મનન ને નિધિધ્યાસન વડે છેવટે નાભીના અથર્વેદનો અધિકાર સંયમી પુરૂષોથી જ લઈ શકાય છે. માટે ત્રણ વેદથી તથા ત્રણ વાણીથી પર **પરાવાણી** યુક્ત અથર્વેદ નાભીમાં રહેલો છે , તે યોગી પુરૂષો અંતર પ્રદેશના પ્રણવજન્ય સાધન વડે અથર્વેદનો અધિકાર લઈ શકે છે. અને બાકીના ઉપલક વાક્ ચાતુરી વિદ્બાનોને અંતર પ્રદેશના નિજાનંદનો લાભ કદાપિ થતો નથી. એનું કારણ એ જ કે **અથર્વેદની ઉત્પત્તિ પ્રથમ છે , ને તેનો અધિકાર છેવટે લેવાય** છે ,

**તે વિષે દષ્ટાંત : એક બંદૂક અથવા તમંચાનો અવાજ કરનાર તમંચામાં ગોળીઓ ભરીને અવાજ કરે ત્યારે છેવટે ભરેલી ગોળી તે પ્રથમ નીકળે છે , ને પ્રથમની પૂરેલી ગોળી છેવટે નીકળે છે.**

એ પ્રમાણે પ્રથમનો ઉદય થયેલો અથર્વેદ છેવટે પ્રકાશ થાય છે તને પછીથી બનેલા **ઋગ્વેદ**નો વેપાર ઉપરના **દષ્ટાંત** પ્રથમ થાય છે.

એ પ્રમાણે ચતુર્વેદનું તથા ચાર વાણીની ઉત્પત્તિનું કહ્યું તે અનુભવ સાથે વેદોત્પત્તિનો મર્મ અનુભવી પુરૂષોને જ સમજાશે. બાકીના વાક્ ચાતુરી વિદ્દાનોને તો અંતર પ્રદેશના અનુભવની જરૂર નથી. તેમ વેદ સિધ્ધાંતમાં તદાકાર થવાની આકાંક્ષા પણ નથી. તે તો બનેલાં તત્ત્વોનું વર્ણન કરેલાં

છપાયેલ લખાયેલ પુસ્તકોને જ વેદ માનીને , તેના શબ્દ વેધુ થઈ માત્ર ઉચ્ચાર દ્વારાએ ,નિયમબંધી લાંબા કે ટૂંકા સ્વરથી , ચતુર્વેદના શ્રુતિ પોકાર કર્યા જાય છે. અને એ જ પ્રમાણે કરેલા કર્તવ્યને તથા પોતાના પુરૂષાર્થને મહદ્ મોટું માની વેદીયાનો અધિકાર લઈને ફરે છે. અને એવા અધિકારથી **કર્મકાંડ** , **ઉપાસનાકાંડ** અને પરોક્ષ પણે **જ્ઞાનકાંડ** સાચવીને સચવાવે છે. પણ ખરૂં રહસ્ય વેદના સ્વરૂપનું શું છે , તે જાણતા નથી.

# 7) વેદનું લક્ષણ તથા કર્તવ્ય

**પ્રશ્ન:**કે એતો ઠીક વેદનું તથા વાણીનું ઉત્પન્ન થવું. તે તો સર્વ સમજાયું પણ ચતુર્વેદનું લક્ષણ તથા કર્તવ્ય તે માત્ર શબ્દોચ્ચાર કરવો એ જ છે ? કે **દરેક સ્થાનક પ્રમાણે તથા વાણીના ભેદ પ્રમાણે દરેક વેદનું લક્ષણ ને કર્તવ્ય ભિન્ન ભિન્ન** હશે ?

**ઉત્તર:** કે ચતુર્વેદના કર્તવ્યમાં તથા લક્ષણમાં ઘણો જ ફેર છે. માત્ર વેદને ભણીને કે માત્ર વેદનો ઉચ્ચાર કરવાથી વેદને મહાન માનીએ નહી. પણ દરેક વાણીના યોગ પ્રમાણે તથા **નાભી , હૃદય , કંઠ ને મુખ** એ ચાર સ્થાનકના ગુણ પ્રમાણે ભિન્ન ભિન્ન લક્ષણને કર્તવ્ય છે તે વિષે.

સાખી

**પરા પ્રવણ સાધતી; પશ્યન્તિ વિચાર ,**
**મધ્યમા ઘાટ વિલોકતી; વૈખરી ઉચ્ચાર ,. .. ૧૪**

અર્થ : આ સમસ્ત ઉત્પન થયેલા વૈરાટ બ્રહ્માંડનાં તત્વોની આદ્યે ૐ(ઑમ) કારરૂપી આત્મ સ્વરૂપ સહીતના બનાવનો વિવિધ પ્રકારે વિનય કરવા માટે ઉપરની **સાખી પ્રમાણે ચતુર્વેદનું લક્ષણ અને કર્તવ્ય છે**.

- તેમાં પરાવાણી વડે નાભી સ્થાનના ૐ(ઑમ) કારનું **નિર્વિકલ્પ ભજન** થાય છે. તથા દરેકનું વર્ણન કરવામા પ્રથમ **સંકલ્પ** થાય છે. તેવા ઉભય કારણરૂપ પરાવાણીના **અથર્વેદ**નું લક્ષણ તથા કર્તવ્ય છે.
- ત્યાર પછી થયેલા સંકલ્પને કેવી રીતે સિધ્દ કરવો , તેવો **એકાગ્રતાપણે વિચાર** થવો તે પશ્યંતિ વાણીના **સામવેદ**નું લક્ષણ તથા કર્તવ્ય છે.
- અને વિચાર પ્રમાણે ઉચ્ચાર કરવા માટે તેનું **રૂપ , ગુણ ને લક્ષણ ઓળખી તે પ્રમાણે શબ્દનો ઘાટ રચવો** તે મધ્યમા વાણીના **યજુર્વેદ**નું લક્ષણ અને કર્તવ્ય સમજવું ;

- તેમજ રચેલા ઘાટ પ્રમાણે **શબ્દનો ઉચ્ચાર કરવો** , તે વૈખરી વાણી યુક્ત **ઋગ્વેદ**નું લક્ષણ અને કર્તવ્ય સમજવું.

આ પ્રમાણે વૈરાટ બ્રહ્માંડના સગુણ તત્વોનું તથા નિર્ગુણ બ્રહ્મનું વર્ણન કરી બતાવવામાં વેદનું વાણીનું અને સ્થાનકનું લક્ષણ અને કર્તવ્ય છે. અને સર્વે તત્વોનો **સાર સમજીને પાછા ઉદય સ્થાનમાં નિર્વિકલ્પરૂપે થવા માટે તો ઋગ્વેદથી અથર્વેદ પર્યંતની ઉલટ ક્રિયા કરવાની જરૂર છે** , તે વિષયનું વૃતાંત **ઋગ્વેદ**ની આદ્યે ચતુર વેદનું કર્તવ્ય કરવાનો વિધિ આગળ આવી ગયો છે તે સર્વ હકીકત **સંત જ્ઞાની પુરુષોને જ સમજાશે.**

બાકીના સામાન્ય અને બહિરમુખ બુદ્ધિવાળાનું કામ નથી. તેમને વેદોત્પત્તિનો મર્મ સમજવા માટે તો દર્શનીક દ્રષ્ટાંત એવું છે , કે જેમ એક બીજક થી આખા વૃક્ષનો વિસ્તાર અનુક્રમે થયાં જાય છે તે પ્રમાણે અથર્વેદની આદ્યે ચારે વેદને સમય અનુંસાર સૃષ્ટીની વ્યક્તિ પ્રમાણે ઉત્પન્ન થવું જ પડે છે.

**પ્રશ્નઃ સૃષ્ટિની વ્યક્તિ પ્રમાણે વેદને અવશ્ય ઉત્પન્ન થવું જ પડે એવી સાબીતી શી હશે ?**

**ઉત્તરઃ** વેદને અવશ્ય ઉત્પન્ન થવું જ પડે , તેની સાબિતી એ જ કે પ્રથમ નાભીથી જે સંકલ્પ થાય છે , તે પરિણામે સિદ્ધ થાય છે. ને પરિણામે સિદ્ધ થાય છે ત્યારે જ અમુક કાર્ય પૂર્ણ કહેવાય છે. એવો આખી સૃષ્ટિનો ધર્મ છે , તે બહિર પ્રદેશની વ્યક્તિ પ્રમાણે અંતર પ્રદેશના દ્રષ્ટા તેવો ધર્મ બજાવે છે , એ સાબિતી છે. વળી

બીજી સાબિતી એ જ કે, પ્રથમ **ઋગ્વેદ** પ્રગટ થયો અને ત્યાર પછી વેદ ત્રણ કહેવાયા. ત્યારે વિચારો કે પ્રથમ માત્ર એક જ વેદનો ઉદય થયો , અને પછી

એકથી ત્રણ થયા તો એમને કોણ કહેવા ગયું હતું ? પણ એ તો આપોઆપ પોતાની જાણ પ્રમાણે તથા પોતાની શક્તિ પ્રમાણે પોતાનો ધર્મ બજાવે છે.

જેમ આજના સમયમાં અનુભવી મહાપુરૂષો પોતાના અનુભવથી નવીન ગ્રંથો તૈયાર કરે છે , તે કોઈના આગ્રહથી કરતા નથી પણ પોતાની જ્ઞાનશક્તિ પ્રમાણે કરે છે. તેવી રીતે બ્રહ્મા વિરંચીથી વેદ ઉત્પન્ન થયા છે ,તે તેમના રજોગુણી કારણ દેહના કારણે શુધ્ધ અંતઃકરણના, શુધ્ધ વિચારે વેદ અનુક્રમે ઉત્પન્ન થયા છે. તે કુદરતી બન્યા છે એવું કહીએ તો પણ ચાલે.

# 8) વેદની સમૃદ્ધિ

**પ્રશ્ન: એ તો ઠીક પણ વેદની સમૃદ્ધિ અને વેદમાં વપરાતા બાવન અક્ષરો છે. એ અક્ષરોને જ ચતુર્વેદની સમૃદ્ધિ જાણવી એમ ખરૂ કે ?**

**ઉત્તર:** હે પરમ પ્રિય આત્મ બંધુ; આગળનો જરા વિચાર કરો કે , માત્ર અક્ષરો એ જ વેદની સમૃદ્ધિ છે , એવું અમોએ ક્યારે કહ્યું છે ? પાછળ કહ્યું છે કે , **અક્ષરોની ઉત્પત્તિમાં અકાર ધ્વનિ છે**. તે **ॐ(ઑમ) કારના અંગનો અમુક ધ્વનિ** છે. અને મન તથા શ્વાસા સ્વર સંયુક્ત છે. એ **અંશ સાક્ષીની સત્તા**થી વાણી દ્વારા એ અક્ષરો ઉચ્ચારાય છે. ત્યારે એ અક્ષરો તથા વાણી , મન , શ્વાસ એ ચતુર્વેદની રિધ્ધિ છે. તે મુખથી , નેત્રથી , કાનથી ને નાસીકાથી રહેલી સર્વ તત્ત્વરૂપી સમૃદ્ધિ હકીકત જાણે ત્યારે સમજવું કે

# 9) ॐ(ઑમ) કારના ઉચ્ચાર વિષે

પ્રશ્ન: કે અક્ષરોની ઉત્પત્તિ થાય છે તે તો સર્વે સમજાયુ , પણ બાવન અક્ષરોની ઉત્પતિના મૂળ રૂપે આદિ **ॐ(ઑમ) કાર** રહેલો છે. અને એ અવ્યય છે , અરૂપ છે તો તે એટલે ॐ(ઑમ) કારનો ઉચ્ચાર કેવી રીતે થઇ શકે ?

**ઉત્તર:** કે ભાઈ આ તમારા પ્રશ્નનો ઉત્તર હું તમને કહીશ પણ, તે તમને બીલકુલ ગમશે નહિ. કારણ કે આ જગતમાં જે..જે વેદજ્ઞ વિદ્વાન પુરુષો જોવામાં આવે છે. તે સર્વ માત્ર બાવન અક્ષરોની માફક **"ॐ(ઑમ) '"** એવું મુખ વડે ઉચ્ચાર કરીને સમસ્ત અક્ષરમાળાનાં પુસ્તકો ભણી જવાથી , અમો ॐ(ઑમ)કારના અધિકારી છીએ ,એવી મમતા ધારણ કરી રહેલા અમારા જોવામાં આવે છે. અને એ જ પ્રમાણે વાક્ ચાતુરાઈ જણાવીને ,અમૂક દેવની સહસ્ત્ર નામાવળીમાં કે વિવિધ અલંકાર યુક્ત , સ્તુતિમાં કે યજ્ઞાદિક કર્મકાંડમાં કે અનુષ્ઠાન જપમાં તથા માયક કે અમાયક સંજ્ઞા સૂચક ઉપદેશમાં કે, સંધ્યા જપમાં મુખ વડે ઉચ્ચાર કરીને ,વેદોક્ત વાયુ રાણોક્ત કર્યા કરે છે

અને યમ ,નિયમ આદી પ્રાણાયામ કરે છે ખરા પણ, **ૐ(ઑમ) કારના મૂળ સ્વરૂપના ધ્યાનનો લોપ** કરીને ,લાંબા કે ટુંકા સ્વરથી શબ્દ જાળના અધિકારી થઈ રહે છે. માટે આ વિષેની વાત કરવાથી સર્વને દેશમુંડા જેવું ઉલટું લાગશે

**પ્રશ્નઃ** શું ? એ પ્રમાણે નહિ ત્યારે ૐ(ઑમ)કારનો ઉચ્ચાર વળી બીજો કેવી રીતે થતો હશે.

**ઉત્તરઃ** કે વેદીયાભાઈ , એ વિષેમાં તમે અજાણ્યા કેમ થાઓ છો? શું મૂળ આચાર્યોએ એ વિષેનું આપણને **સંધ્યામા સુચવ્યુ નથી?** કદાચિત યાદ ન હોય કે શ્રવણનું મનન કરવાનો ક્રમ પકડીને શું ભણીએ છીએ. તેના ઉપર ધ્યાન રાખવાનો ,તમને બીલકુલ વિવેક ન હોય તો ,વિચારો કે ન્યાસમાં કહ્યું છે કે, **“અકાર નાભૌ , ઉકાર હૃદયે , મકાર મુર્ધ્વનિ'”** એવા ઉચ્ચારથી હાથની આંગળી અડાડીને ઉપરના કહ્યા પ્રમાણે સ્થાન પર સંજ્ઞા કર્યા જાઓ છો. પણ વિચારો કે. **“અકાર મુર્ધ્વનિ' એટલે ઉર્ધ્વ પ્રદેશે** અકાર શબ્દનો ધ્વનિ તમે મુખથી ઉચ્ચાર કરીને કેવી રીતે નિવેદન કર્યો ?

તે કહો. વાક ચાતુરીયે “ૐ(ઑમ)” એવો ઉચ્ચાર કરીએ તે તો મુખે વૈખરી વાણી રહેલી છે , તે વૈખરીમાં જ બોલાયો. હવે ઉપરના સિદ્ધાંતે “ૐ(ઑમકાર)” ધ્વનિ તે વૈખરી વાણીના ખાતા જેવો ગણવાનો નથી. કારણ કે વેદ , શાસ્ત્રો , ભાગવત , ગીતા અન્ય વ્યવહારીક ગ્રંથો કે સ્તોત્ર છંદ સહિત ગદ્ય..પદ્યથી વપરાતાં પુસ્તકોની અંદર બાવન અક્ષરોનું ઉત્પત્તિનું મૂળસ્થાન ૐ(ઑમકાર) છે. અને તે આપણા પોતાના નિજ સ્વરૂપનું ભાન કરનાર ૐ(ઑમકાર) ધ્વનિ એકલો જ છે. માટે ૐ(ઑમ) ધ્વનિ તે અ , ઉ , અને મ , આ ત્રણ અક્ષરોની જોડણીનો છે. પણ તે સ્વાભાવિક કુદરતી છે . માટે અકારનું નાભી સ્થાન , ઉકારનું હદય સ્થાન , અને મકારનું ઉર્ધ્વ સ્થાન એ

ત્રણની હદમાં સદાકાળ ૐ(ઓમકાર)નું ભજન, સ્મરણ કરવાની ક્રિયા તે વાક્ ચાતુરાઈથી થતી નથી. પણ તે તો પ્રાણાયામ પ્રણવની ક્રિયાથી સંત પુરૂષો કરી શકે છે તે માટે કહ્યું છે કે ..

સાખી

**વાકવાદને લોપવા; સંત તણો વિચાર ,**
**પરાને પહોચી શકે; તેવો કરે ઉચ્ચાર. .. ૧૫**

માટે **પરાનું સ્થાન નાભી અને બ્રહ્મરંધ્ર** ગણાય છે. અને નાભીથી તે બ્રહ્મરંધ્ર સ્થાન પર્યંતનો અધિકાર સંયમી પુરૂષો માત્ર પ્રણવ ધ્વનિથી લઈ શકે છે, તે એવું સમજીને કે **"પ્રણવ વૃક્ષ કે ૐ(ઓમ) બીજ"** એ સાધનનું સુખ અન્ય ,વાક્ ચાતુરી વિદ્વાનોને કે વ્યાકરણ શાસ્ત્રીઓને કે કર્મોપાસકોને તથા ગાન તાન આદિ ભક્તિ કરનારને પ્રાપ્ત થતું નથી. એ સર્વે તો નાસીકા યુક્ત, મુખ વડે, શ્વાસોશ્વાસ લઈને અધો અર્ધના શ્વાસથી ચતુરવેદ આદી પુસ્તકોનો વેપાર કરે છે , તે એવી રીતે કે પોતે શ્વાસ લે છે અને તેવા અધો અર્ધના શ્વાસથી મુખે ઉચ્ચાર કરે છે. અને તે ઉચ્ચાર કાને સંભળાય છે , નેત્ર વડે જોઈને પુસ્તકો વંચાય છે ,એ પ્રમાણે અધો અર્ધના શ્વાસથી થયેલા શબ્દનો વ્યવહાર સગુણ પક્ષમાં ચાલે છે અને, નિર્ગુણ પક્ષના **ઉર્ધ્વ પ્રદેશના શ્વાસની લક્ષણાનો ત્યાગ કરી** ,અમુક માર્ગના પંડિતાઈનું અભિમાન ધારણ કરી રાખે છે. કદાપિ એવા વિદ્વાનો વેદાન્તના સિધ્ધાંતનું રહસ્ય સમજી લઈને "અહં બ્રહ્મ" , "શિવોહ્મ" એવા વાક્યોના વિવેકી થાય ,તો પણ તે માત્ર અધો અર્ધા શ્વાસથી મુખ વડે કહેવા જેટલો જ વિવેક સમજવો. અને એ થકી ઉપરાંત **ઉર્ધ્વ પ્રદેશના ,મકાર ધ્વનિની હદમાં ,કોઈપણ પ્રવેશ કરી શકતા નથી.**

કારણ કે, ઉર્ધ્વ પ્રદેશે પ્રણવ ધ્વનિ ગયો એટલે સર્વ વાણીનો લોપ થયો ,એટલે શબ્દોચ્ચાર થાય નહિ. અને શ્વાસોશ્વાસ તે શમદમ થઈ રહે છે.

શમદમ થવાયુ એટલે ચાર વાણીને ચતુર્વેદની હદ ક્યાં સુધી , અને ચતુર્વેદનું વિત્ત તથા વેદનું સ્વરૂપ અને વેદને ઉદય થવાનું અંકુર એ **સર્વ હક્કીકતનો અનુભવ ઉર્ધ્વ પ્રદેશમાં ગયા પછીથી પ્રત્યક્ષ થાય** છે.

# 10) ॐ(ઑમકાર)નું ભજન , સ્મરણ અને મહીમા

**પ્રશ્ન:** કે જ્યારે શમ દમ થયા અને બોલવાનું બંધ થયું ત્યારે ફક્ત ॐ(ઑમ)નો એકલો ગુપ્ત ઉચ્ચાર થાય છે , એવું તમે કહો છો , ત્યારે ॐ(ઑમ) એકલા ઉચ્ચારનું ભજન કરવાથી વેદના કે શાસ્ત્રના કે ભાગવત ગીતાજીના પુસ્તકો વાંચવા જેવો આનંદ તો નહીં જને?

**ઉત્તર:**કે ॐ(ઑમ)કારના સ્મરણનો મહિમા કેવો છે તે તમે જાણો છો? જેમાંથી પંચતત્વો , ૩ ગુણ , ૧૦ ઇંદ્રિ , અને પ્રાણવાયુ વગેરે દ્રશ્યા દ્રશ્ય પદાર્થો તથા, વેદમાં કહ્યા પ્રમાણે બાવન અક્ષરો અને, વાણી સહિતનો ઉદ્દ્ભવ થવાનું એ જ સ્થાન છે. માટે એકલા ॐ(ઑમ)કારનો અનુભવ કરવો એ જ સર્વ ગ્રંથોનો સાર સમજવો.

**ॐ(ઑમ)કારનો અનુભવ કરીને ,તેની યુક્તિ પ્રમાણે ભજન સંયમ કરનારની બહિર વૃત્તિને સમાવીને, તે અંતર પ્રદેશમાં સ્થિર થાય છે , એટલું જ નહીં પણ ,આપો આપ નિજ સ્વરુપમાં ચૈતન્યમય તદવત તદાકાર થવાય છે.**

તો આ પ્રમાણે સ્થિતિ થવાને માટે, માત્ર વાચક શક્તિ મેળવીને પુસ્તકો વાંચવા તે કામ લાગશે નહિ. એવું મહાત્મય **ॐ(ઑમ)કારરૂપી બીજ ક્યાં રહેલું છે? માટે ॐ(ઑમ)કારનું ભજન, સ્મરણ કરવાની યુક્તિ શ્રી સદ્દ્ગુરૂ પાસેથી યથાર્થ શીખી લેવાની અવશ્ય જરૂર છે.** કારણ કે પ્રથમ વેદનો ઉદય તથા બ્રાહ્મણના કર્તવ્યમાં **મૂળ મંત્ર ગાયત્રીનો ઉદય ॐ(ઑમ)કારરૂપી બીજકમાંથી થયેલો** છે. માટે ॐ(ઑમ)કારનું ભજન કરવાથી સર્વ પુસ્તકોનો સાર આવી જાય છે. અને એ જ કર્તવ્ય **આત્મનિવેદન** છે ,

વળી સર્વ દેવતાઓને પણ અર્પણ થાય છે, જેમ વૃક્ષના થડમાં પાણી સીંચવાથી આખા વૃક્ષની શાખાઓને તથા પત્ર , ફુલ , ફળ વગેરે સર્વને પાણીનો લાભ મળે છે. વળી જઠરમાં ખોરાક પહોંચાડવાથી શરીરની સર્વ ઇંદ્રિયો સહિત રોમે રોમમાં ખોરાકનું સત્વ પહોંચી શકે છે , તેમ ૐ(ઑમ)કારનું ભજન કરવાથી સર્વ દેવતાઓ સંતુષ્ટ થાય છે.

# 11) ૐ(ઑમ)કાર પ્રણવ કલ્પતરુના વિવિધ અંગો

પ્રશ્ન..કે અહો! ૐ(ઑમ)કારનું ભજન કરવાનું મહાત્મય તો તમે ઘણું જ શ્રેષ્ઠ બતાવ્યું , અને આ પ્રમાણે સિદ્ધાન્ત સમજી લેતાં વેદનું ઉદય સ્થાન તો, પ્રથમ પ્રણવરૂપી બીજકમાંથી સિદ્ધ થયું. ત્યારે જે વૃક્ષ બીજકમાંથી ઉત્પન્ન થયું ત્યારે તેની શાખા , પત્ર , ફુલ , ફળ , છાયા , રંગ , અને ભાવના વગેરે કોને સમજવાં ? કારણ કે એ પ્રણવ કલ્પતરૂ કહેવાય છે. માટે તેનો વિસ્તાર કરીને સ્વરૂપ અમને સમજાવો.

ઉત્તર .. હે વેદવેત્તાભાઈ ! પ્રણવ કલ્પતરૂનો વિસ્તાર **પરમગુરુ શ્રી કુવેર સ્વામી , જે જીલ્લો ખેડા તાલુકો આણંદના સારસાપુરી મધ્યે જ્ઞાન સંપ્રદાયના આધ સ્થાપક થયા છે** . કે જેણે **પંચમ સુક્ષ્મ વેદનું પ્રતિપાદન** કરીને આ જગતના મુમુક્ષુ ,સંત હરિજનોને તારવા માટે, આ ન્યાય સિધ્ધાંતના અનુભવ સાથે **સકર્તા સિદ્ધાન્ત જણાવ્યું ,તેમણે પરમ સિદ્ધાન્ત પ્રણવ કલ્પતરૂ નામના ગ્રંથ**માં તમારા પ્રશ્નને અનુકુળ આવે એવું વિવેચન કરેલું છે. એ ગ્રંથને કેટલીક ટીકા મળતી આવે એવું એ જ આધારથી હું તમને પ્રણવ કલ્પતરૂનો વિસ્તાર કહુ તે સાંભળો.

હવે પ્રથમ તમને સમજ પડવા સારૂં સુચના કરૂં છું કે , પ્રણવ કલ્પતરૂ તે **આખા વૈરાટ બ્રહ્માંડમાં વિસ્તાર પામેલું** છે એવું વૃક્ષ સમજવું. હવે **આખા વૈરાટ પુરૂષ**નો અનુભવ આપણી લઘુ બુદ્ધિથી થઈ શકે તેમ નથી , માટે પ્રથમ આપણા શરીર દેહરુપી પુરૂષ પર ધ્યાન દઈને વિચારો ,અને આપણા પિંડનું તથા વૈરાટ પુરૂષ બ્રહ્માંડનું એકીકરણ પાછળથી થઇ શકશે , માટે પ્રથમ પિંડના તત્વો પર ધ્યાન રાખીને, અંદરની વસ્તુનો વિચાર કરો કે.. **પુરક , રેચક વિનાનો શમદમ રહેલો ૐ(ઑમકાર) તે પ્રણવ કલ્પતરૂનું**

**બીજ છે.** એ ૐ(ઑમ)કારરૂપી બીજકમાં **પુરૂષ , પ્રકૃતિ અને ગુણના ભેદવાળું સુક્ષ્મ અંકુર** રહેલું છે , તેથી પુરૂષ પ્રકૃતિના ભેદનો ત્રિગુણના બળે કરીને ઉલટ સુલટ ગતિવાળો વિસ્તાર પામેલો દમ ચાલતો થયો એને પ્રણવ કલ્પતરૂ કહેવાય છે, (વધુ વિગત માટે પંચશ્વસમવેદમાં જુઓ). એટલે પિંડમાં તથા વૈરાટના **મહદ પ્રણવ**માં ગતિ કરનાર પ્રણવ કલ્પતરૂ કહેવાય છે. અને તેની અંદર રહેલાં ગુહ્ય તત્વો છે , તે એવી રીતે કે તે જણાવુ

- **શમદમએ પ્રણવ એ વેદનું બીજ છે.**
- **પુરૂષ , પ્રકૃતિ અને ગુણ એ ભેદવાળું સુક્ષ્મ અંકુર છે.**
- **ચાર વાણી એની શાખા છે.**
- **બાવન અક્ષરો એના પત્ર છે.**
- **માત્રા અલંકાર એની લતાઓ છે.**
- **ખટશાસ્ત્ર એના પુષ્પ છે.**
- **ગીરાવાણી એની સુગંધ છે .**
- **અકાર , ઉકાર અને મકાર પર્યંતમાં એનો વિસ્તાર છે.**
- **ગાયત્રી તે ઉપર કહેલા વિસ્તારવાળા પ્રણવકલ્પતરૂની સૂર્યના પ્રમાણ જેવી માપ દર્શક બ્રહ્મમય ભાવના છે.**
- **છેવટે બ્રહ્મ સિધ્ધાંતમાં ચતુર્વેદ મધ્યેનાં દ્વાદશ મહાવાક્ય એ પ્રણવ કલ્પતરૂનાં ફળ છે.**
- **સાત કમળચક્ર તે એ વૃક્ષથી શાખા પત્રો ખીલવાની અનુક્રમે સાત ગ્રંથીઓ છે.**
- **ધારણા , ધ્યાન અને સમાધી એ વૃક્ષની છાયા છે.**
- **વળી જ્ઞાન , ભક્તિ અને વૈરાગ એ વૃક્ષનો રંગ છે.**

એ પ્રમાણે પ્રણવકલ્પતરૂનો વિસ્તાર આ પિંડમાં તથા વૈરાટ પર્યંતમાં વિલસી રહેલો છે.

# 12) પ્રણવ કલ્પતરુ શાસ્ત્રીય પ્રમાણ (ગાયત્રી મંત્ર)

**પ્રશ્ન:**કે પ્રણવકલ્પતરૂના વિસ્તારરૂપી વિનય તો ઘણો જ સારો કર્યો , પણ પ્રણવ કલ્પતરૂરૂપી વૃક્ષનો વિસ્તાર આ પિંડમાં તથા વૈરાટ પર્યંતમાં વિસ્તરાયેલો છે , તેની **શાસ્ત્ર પ્રમાણે સાબિતી શી હશે** ? માટે સાબિત કરી માનવા જેવું પ્રમાણ કહો જો ને?

**ઉત્તર:** કે વેદીયાભાઈ, પ્રણવ કલ્પતરૂનો વિસ્તાર આ પિંડમાં તથા વૈરાટમાં વિસ્તરેલો છે તેનું પ્રમાણ માંગો છો. તો એ પ્રમાણની તમને હજુ અપેક્ષા છે ? શું આટલી પ્રત્યક્ષ પ્રમાણવાળી વાત કરવાથી તમને અનુભવ સિધ્દ થયુ નહિ ? કે પર મુખની વાત ઉપર વિશ્વાસ ભરોસો રહે છે ? શું તમને તમારૂં તપાસવાની ગમગતિ પહોંચતી નથી ત્યારે જ આવાં પ્રમાણો માંગવાની તૃષ્ણા રહે છે.

ભલે પ્રમાણો માંગતા હો તો એ પ્રમાણ દરેકને અજાણ્યું નથો. કેમ ? જે હંમેશાં આપણે આહવાનના સમયે ગાયત્રીમાં **ભૂ , ભુંવઃ ,સ્વ:, મહ:, જન:, તપ:, સત્ય ,** એ તત્વોનું ભજન કરીએ છીએ ,તે વૃત્તિને વૈરાટના તત્વોનું ભાન કરવા માટે કરીયે છીએ એ જ મુખ્ય પ્રમાણ છે. કારણ કે ગાયત્રી જપ કરતી વખતે આપણે એવું ભાન કરવું જોઈએ છીએ કે, હું જ ભૂલોકથી તે સત્યલોક પર્યંતમાં સઘળે વ્યાપક છું ,અને **આ પ્રમાણે ભાન કરનારને ગાયત્રી મંત્ર તે તારક મંત્ર** છે તેથી દિવ્યમંત્ર ગણાય છે.

દિવ્ય એટલે પંચ મહાભુતાદીક ,ગુણ, ઈન્દ્રિથી રહીત, પ્રત્યક્ષ ચૈતન્યમય લક્ષકાર વૃત્તિ કરાવનારને દિવ્ય કહેવાય છે. અને આ પ્રમાણે દિવ્ય ભાવના કરાવનાર ગાયત્રીનો અર્થ, ઉલટો કોઈ બીજી પ્રકારથી એટલે આપના આપ

આત્મ સિધ્ધાન્તથી રહિત, અન્ય પરોક્ષભાવે કે સગુણ બ્રહ્મનો એટલે સવિતા સૂર્યનો કરે તો ,તેવી બહિર ભાવનાએ , ગાયત્રીની ઉપાસના કરનાર ઉપાશકોને અંતરવૃત્તિ જાગૃત થઈ દિવ્ય જાપનું ફળ , કે ચૈતન્ય સ્વરૂપનું ભાન થવું તે કદાપી થતું નથી

તેમની વૃત્તિ અંતરથી આત્મ ઉપાસના છોડી દઈને, પરોક્ષ ભાવે કર્મકાંડમાં વળગી રહે છે. તેથી ગાયત્રીના મહિમા પ્રમાણે, અપરોક્ષ સાધન વિધિ યથાર્થ કરી શકતા નથી. વળી ગાયત્રીનો અર્થ આત્મ સિધ્ધાન્તને છોડી દઈને, સુર્ય સવિતાનો કરે તો અર્થ , વેદાંતના **'અહં બ્રહ્મ'** વાક્યને બાધ કરતા પણ થાય છે. માટે ગાયત્રીનો અર્થ , તથા ગાયત્રીનો મહિમા સંપૂર્ણ સમજી લેવો જોઈએ કે જેથી કરી ગાયત્રીનું યજન કરનારની ચૈતન્યમય વૃત્તિ થઈ રહેવી જોઈએ.

**પ્રશ્ન:** કે જેવી રીતે તમે ગાયત્રીનાં સાત તત્વોને ગણના જણાવી , પણ તેવી રીતે ગાયત્રીમાં **ભૂ , ર્ભવઃ , સ્વઃ** એ ત્રણ પાદ પણ કહેવાય છે. અને તેના અર્થની સંજ્ઞા સ્વર્ગ , મૃત્યુ ને પાતાળ પણ કહેવાય છે. તો આપણા સ્થુલ શરીરમાં સ્વર્ગ , મૃત્યુ અને પાતાળ કેવી રીતે ઘટાવી શકાય?

**ઉત્તર:** કે હા તમારુ કહેવું સત્ય છે. તે ૐ(ઑમ) કાર સ્વરૂપ તે સ્વર્ગ , મૃત્યુ અને પાતાળ સુધી વિસ્તાર પામેલું છે. તેવી રચનાએ આ પિંડમાં પણ **ભૂ ર્ભવઃ સ્વઃ** તે સ્વર્ગ , મૃત્યુ ને પાતાળની સંજ્ઞાએ **અધો , અર્ધ અને ઉર્ધ્વ**માં વિકાસ (વિસ્તાર) પામેલા **શ્વાસાને સમજવો**.

# 13) બ્રહ્માંડની સાથે પિંડનું ઐકીકરણ



**પ્રશ્ન:**તમે ઉપર કહી ગયા કે ,વૈરાટ બ્રહ્માંડની સાથે પિંડનું એકીકરણ કરવા માટે પ્રથમ શરીરના તત્વોની સમજ લેવી જોઈએ તો, ભૂ , ર્ભુવઃ ની આદ્યે સાત દેવતાઓનાં સ્થાન આપણા પિંડમાં કેવી રીતે રહેલાં છે ? વળી આપણા પિંડનો સંબંધ વૈરાટના દેવતાઓની સાથે કેવી રીતે જોડાએલો છે ? તે ભાગ હમારા જોવામાં હજી આવ્યો નથી તે કહો.

**ઉત્તર:**વેદીયાભાઈ ! **વેદમાં** કર્મકાંડ , ઉપાસનાકાંડ અને છેવટે જ્ઞાનકાંડ પણ બતાવ્યો છે. માટે કર્મકાંડ અને ઉપાસનાકાંડનો સર્વ વિધિ સમજી લઈને તથા તેનું ફળ શું? એ સર્વ બાબત સમજીને આગળના જ્ઞાનકાંડની સમજણ લેવાને પ્રાપ્તિમાર્ગ સિધ્ધ કરવો જોઈએ. કારણ કે એ માર્ગ ઘણો અઘરો છે , માટે **ભક્તિ માર્ગ સિધ્ધ કરનારને પ્રથમ શ્રવણ , મનન અને નિદિધ્યાસ કરવો પડે** છે. કારણ કે શ્રવણ કર્યું અથવા વાંચી ગયા તે તેનું ધ્યાન દઈને મનન કર્યું નહિ તો, પછી વાંચવાથી કે સાંભળવાથી શું ફળ પ્રાપ્ત થવાનું છે ? જેમ પાકશાસ્ત્રી સારી સુધારીને રસોઈ બનાવે અને તે રસોઈના ભોક્તા થાયં નહીં. વળી ખેડૂત રીતે જમીનને કેળવે અને તેમા જોઈતું અનાજનુ વાવેતર કરે નહીં તથા ગાય ભેંસને દોહીને તેનુ દુધ મેળવી દહી કરી લઈ ઘી કરે નહીં તો ત્રણે દષ્ટાંતોનુ કર્તવ્ય તે ઉત્તમ કહેવાય નહીં . કેમ જે રસોઈ કરવાનુ તથા જમીનને કેળવવાનું તથા ગાય ભેંસને દોહી દુધ આખળવાનું કારણ શું ? તે કારણરૂપ ક્રિયાની સમજનું કર્તવ્ય જયાં સુધી બાકી રહ્યું ગણાય છે ત્યાં સુધી તે ઉત્તમ કહેવાય નહીં.

આ દ્રષ્ટાંત તે માત્ર વાક ચાતુરીઓને માટે જ છે. કારણ કે વેદનાં પારાયણ કરનારા ,તે વેદના અર્થ સહિત વિચાર કર્યા વિના હંમેશાં પારાયણ કર્યા જાય, ખરા વળી પ્રત્યેક દીવસે સંધ્યા પણ કરે ખરા , છતાં આવી શંકાઓના ખુલાસા તમને થયા નથી , કે જેથી કરી તેનો પ્રશ્ન કરવો પડે છે. જયારે વિદ્વાન થયા અને, આ હકીકત જાણી નહિ તો તેમની બુધ્ધિ છેક અભણ

જેવી ગણાય કે નહીં ? કારણ કે અભણ હોય છે તે પણ સંત પુરૂષોના સહવાસથી પ્રાકૃત ભાષામાં કહે છે કે (**પિંડે સો બ્રહ્માંડે** ) એ વાક્ય ઉપર ધ્યાન લઈને પોતાના પિંડમાં બ્રહ્માંડી ઘટના એકમેક કરી શકે છે , અને આપ સરખા વિદ્વાનને હમેશાં વેદનાં પારાયણ તથા સંધ્યાદી ખટ કર્મ કર્યા છતાં આ સંબંધી શંકા રહે તો એ ઘણું જ શરમ ભરેલું ગણાય છે.

# 14) વેદનો અધીકાર કોને?

**પ્રશ્ન:**શું આ પ્રશ્નના ઉત્તરમાં તમે અમારા વિષે કટાક્ષ ભરેલો આક્ષેપ કર્યો ! અને અભણને પિંડ બ્રહ્માંડની એક્યતા કરનાર કહો છો , તો શું તમારા કહેલા શુદ્ર જેવા અભણ , તે સ્વર સાથે વેદનાં સૂત્રો બોલી શકશે ?

**ઉત્તર:** કે વેદીયાભાઈ ! અભણ હોય તો શું અથવા શુદ્ર હોય તો શું ? તે વેદને ભણી શકશે નહી! પણ જે મુમુક્ષુ છે, તે તમારા જેવા મિથ્યાભિમાની હોતા નથી. તે તો વિદ્વાનોના ભણેલા વેદનું રહસ્ય સમજી લઈને ,તેનું મનન કરી લક્ષાર્થ બિંદુ પર સાક્ષાત્કાર થવા શક્તિમાન થશે. આ પ્રમાણે થવા સારૂં ,કાંઈ હંમેશાં વેદનાં સૂત્રો ભણવાની જરૂર નથી. અને હંમેશાં ભણવાથી વિશેષ હોય તો શું તમે હંમેશાં સંધ્યા કરતા નથી? સંધ્યા કરો છો , પણ તેનો વિચાર કરતા નથી , તેથી જ આવી શંકાઓ કાયમ રહેલી છે.

# 15) સંત જ્ઞાની પુરુષોનો સંગ.

અને જ્ઞાની જનોની સાથે તેમનાથી પ્રેમ ભાવ જોડાતો નથી. અને ઉલટો રાગ દ્વેષ રહે છે. એનું કારણ એ જ છે કે, પોતે વેદ વગેરેનો અભ્યાસ કરવાથી વિધાનો અભિમાન આવીને ,દરેક જ્ઞાની સંત પુરુષોને તમે તુચ્છરૂપ જોઈ રહ્યા છો ! અને સંત સમાગમ સત્સંગ કરીને જાણવા જેવુ ,જે રહસ્ય તે શેષ રહ્યું, તેથી જ્ઞાનકાંડના પરમ સિધ્દાન્ત પર વૃત્તિ ટકી શકતી નથી.

પણ પોતાના હૃદયમાં હંમેશાં એવું ધારવું કે , જેણે ગમે તે દ્વારાયે તત્વજ્ઞાન મેળવ્યું હોય તો ,તેણે જ સર્વ કાર્ય સિધ્દ કર્યું સમજવું . અને ભક્તિ માર્ગ તેમણે જ સાચવ્યો એમ જાણવું. વળી તેમને સર્વોત્તમ માનવા અને વિચાર શક્તિ વિનાનું માત્ર ભણવું તે સર્વ જ્ઞાની પુરૂષોની સમજ આગળ મધ્યમ

પક્ષનું ગણાય છે. માટે વેદાંતના રહસ્યનું જ્ઞાનામૃત પાન વડે સર્વેને અદ્વૈત ભાવે જોવાય ત્યારે વેદનો અધિકાર લીધાનું લક્ષણ સમજવું .

**પ્રશ્ન:**તમે તો હવે જ્ઞાન દ્રષ્ટિથી અદ્વૈત માર્ગમાં ઉત્તર આપવા લાગ્યા પણ શું વેદ વિનાનાં અન્ય પુસ્તકોની દંત કથા જેવી વાણીથી સમજ તે વેદની તુલ્ય આવે ? જુઓ શુદ્રના જેવી અભણની વાણી બિલકુલ શોભે છે ? "**પિંડે સો બ્રહ્માંડે**" શું એ વાક્ય વેદની ગીરા વાણીની બરોબર શોભે છે ?

**ઉત્તર:** ભાઈ ! એ વિષેની તમારી મિથ્યા મમતાને દૂર કરો. શબ્દ મોટા નથી , પણ શબ્દોને વિષે રહેલું સિધ્ધાન્ત એ જ મોટું છે , માટે શબ્દાભિમાન દુર કરવા વિષે એક વ્યવહારીક દ્રષ્ટાંત કહું તે સાંભળો કે,

આપણે ઘેર અમુક માંગલીક કાર્ય પ્રસંગે સગા સંબંધી કે મિત્ર વર્ગને તેડાવવા માટે કંકોતરીઓ લખી ભરીને સુંદર રંગથી પ્રેસમાં છપાવીને કંકોતરીઓ મોકલે છે. અને કેટલાકને કાળી શાહીથી કે રંગી શાહીથી કાગળ ઉપર કંકોત્રી લખીને મોકલે છે અને તે ગમે તેની મારફતે પહોંચે છે. હવે આ પ્રમાણે કંકોત્રીઓનો ભેદ પડવાથી કંઈ સગપણના કે સ્નેહના નાતાને બાધ લાગતો નથી. સગપણ કે સ્નેહ તો જેમ છે તેવું જ તે કાયમ રહે છે. વળી બેન્નેનો હેતુ પણ એક જ હોય છે.

માટે વેદની શ્રુતિમાં કે અન્ય પુસ્તકોની વાણીમાં બિલકુલ ભેદ ગણવો નહીં. માત્ર સિધ્ધાન્ત સબળ જોઈએ . વેદની ગીરા વાણી શોભે છે એનું કારણ એ જ છે કે વેદશ્રુતિની ધારા નિયમબંધી છે તેથી શોભે છે. પણ તે માત્ર સ્વર અને જોડણી એ બેન્નેના જ ફરકથી વેદશ્રુતિ કહેવાય છે , અને બાકીના અક્ષરોની રચના તે અન્ય સંસ્કૃત કે પ્રાકૃતની સમતુલ્ય છે. વળી જેવી યોજનાથી વેદગીરીના શબ્દ ધ્વનિનો ઉચ્ચાર મન, પ્રણવ અને સાક્ષીની દ્વારા થાય છે , તેવી જ રીતે અન્ય પુસ્તકોના અક્ષરોનો ઉચ્ચાર પણ થાય છે માટે અક્ષર તો સર્વમાં એક જ છે. જેવી રીતે સર્વ પુસ્તકોમાં અક્ષરોની સમૃધ્ધિમાં ફરક નથી , તેવી રીતે તત્ત્વજ્ઞાનની સમજ આગળ સાક્ષીપણે શુદ્ર , અભણ કે

તમારામાં ભેદ નથી એવા વિવેકી અંતઃકરણથી અમોએ અદ્વૈત બુધ્ધિ જણાવી છે. માટે અમારી અદ્વૈત બુધ્ધિ વિષે તમો બીલકુલ આક્ષેપ ધારણ કરશો નહિ. કારણ કે **અક્ષરાતિત્‌ના વિવેક આગળ અક્ષરોનું અભિમાન છેક મધ્યમ પક્ષનું ગણાય છે.**

**પ્રશ્ન:** કે આ પ્રમાણે તમે અદ્વૈત બુધ્ધિ જણાવો છો તો, તે વિષય પ્રત્યક્ષ પ્રતિતી આવે તેવો ફરીથી કહો જોઈએ.

**ઉત્તર:** કે અત્યાર સુધી આપણે ૐ(ઓમ) કાર સંબંધી પહેલાં વાત કરી ગયા છીએ તેનો પ્રત્યક્ષ વિચાર કરો કે ૐ(ઓમ) કાર રૂપી બીજક સાથે પ્રણવકલ્પતરુનો વિસ્તાર આપણે કોઇ વરણમા દેખતા નથી.

તે તમે પરમેશ્વર પારાયણ સાચુ કહો. આ પ્રશ્નનો ઉત્તર તમે યથાર્થ સત્ય રીતે આપશો તો વરણાભિમાન ઉતરીને સિધ્ધ થશે કે, **જે વેદાંત સારની સમજણ લેનાર છે તે જ અધિકારી ઉત્તમ પુરૂષ છે**. અને જયાં સુધી તનને તેવા અધિકારવાળી વેદની સમૃધ્ધિ પ્રાપ્ત નથી ત્યાં સુધી તમે ભલે વેદજ્ઞ છો, અને ઉત્તમ વરણના તથા ઉત્તમ કુળના હશો પણ વેદાંતનાં અધિકારી ગણી શકાય જ નહિ માટે અર્થાત્‌ કહેવાનું એ જ છે કે, **આત્મજ્ઞાની પુરૂષોની આગળ માત્ર વેદ ભણવાનો અભિમાન જણાવવો એ અજ્ઞાનીનું લક્ષણ છે.**

**પ્રશ્ન:** વેદનાં કે ધર્મનાં અથવા ગમે તે વિદ્યાનાં પુસ્તકોનો અભ્યાસ કર્યો હોય તો દરેકના મનનો ધર્મ એવો છે કે અભિમાન તો થયા વગર રહે જ નહીં.

**ઉત્તર:** ભાઈ, અભિમાન છે તે કંઈ વસ્તુરૂપ સામાન્ય નથી કે, જેથી કરી સર્વને અભિમાન થાય, ને જ્યાં સુધી અભિમાન માત્ર ભણ્યાના તરફનું જ થાય ત્યાં સુધી જાણવું કે, એ વેદાંતના સારૂ ગ્રાહક થયા નથી ,કેમ જે વેદ

આદી વગેરે ધર્મનાં પુસ્તકો જોવાનો મહિમા પ્રથમ એજ છે કે ,અનેક પ્રકારનું આવરણ તથા અભિમાન દુર કરીને આપના આપ સર્વ વ્યાપક ચૈતન્ય નિજ સ્વરૂપને યથાર્થ પ્રગટ પ્રમાણથી જાણવું , અને તેવું જાણનાર તે જ જ્ઞાની પુરૂષો પ્રત્યે અભિમાન કે અંતરભેદ રાખતા નથી. ભલે વ્યવહારમાં કર્મ માર્ગનો લૌકિકી ધર્મ સાચવે ખરા પણ, જ્ઞાન દ્રષ્ટિએ એક રૂપ રહે તેમને વેદાંતના સાર ગ્રાહક વિદ્વાન કહેવાય છે.

**પ્રશ્ન:** કે અભિમાન તો માત્ર વિધાના તરફથી જ થાય છે, તેમ નથી જ, ઘણા પ્રકારનો અભીમાન દુર કરવા જેવો છે તો તે કયા કયા પ્રકારનો અભિમાન દુર કરવાનો છે તે કહો જો ?

**ઉત્તર:** કે અભિમાન છ પ્રકારનો દુર કરવાનો છે તે વિષે

